# નવરાત્રીમાં ગાવાના

# ગરબા.

કર્તા,


વ્યાસજી, વલ્લભરામ સુર્યરામ.

ઠે. રાયપુર પખાલીની પોળ—અમદાવાદ.


છપાવનાર.

વ્યાસજીના પુત્ર રમુજીલાલ વલ્લભરામ,

તથા અમદાવાદ.

મોક્ષમારગી જેઠાભાઈ મૂળજીભાઇ.

મુ. ગામ કારવણ.


આવૃત્તિ. ૧ લી. પ્રત. ૧૦૦૦.

સંવત. ૧૯૭૬. સને. ૧૯૨૦.

ધી 'ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટીંગ પ્રેસ'માં પરીખ. દેવીદાસ છગનલાલે છાપ્યુ સલાપોસ રોડ-અમદાવાદ.


કીંમત એક આનો.

# સુચના.

આજ કાલ જગતની માતા જગદંબા તેના નવરાત્રીમાં રૂડે પ્રકારે ને પ્રેમ પુર્વક સ્ત્રીઓ તથા પુરૂશો ગરબા ગાવા ઈચ્છે છે.

વળી ગરબામાં ગાવાજનાર સ્ત્રીઓ તથા પુરૂશો એમ કહે છે કે માતાજીના ગરબા ગાવા અથવા સાંભળવા જઈએ છીએ.

એમ માતાજીનું નામ દે છે પણ ગરબામાં શ્રીકૃષ્ણ પ્રભુની નીરલજ અને અઘટીત લીલા ગાય છે. તે ગાવા યોગ્ય નથી. તેવી ગરબીયો ન ગાતાં આ માતાજીની સ્તુતી પાત્ર ગરબીઓ ગાવા સારૂ કરવી પડી છે. તે સમજુ સ્ત્રીયો ને સમજુ પુરૂશો સ્વીકારી લેશે.

# ગરબી ૧ લી.

અંબા જોયાની આડીરે-એ રાગ.

ભવ સંસારે ભાળીરે, આરાસુરવાળી. ટેક.
નવરાત્રીમાં રમવા પધારે, બીજી બહુચર બાળીરે.
આરાસુરવાળી૦ ૧

ત્રંબીકા અંબીકા તોતળા તુળજા, મોર વાહની
મહાકાળીરે. આરાસુરવાળી૦ ૨

આશા પુરીને સીંધવા ભવાની, દેવિયો દીન
દયાળીરે. આરાસુરવાળી૦ ૩

દહીત વિદારણ ભગ્તની તારણ, વિશ્વથી આદય
નીરાળીરે. આરાસુરવાળી૦ ૪

નીરધનને ધન વંઝાને પુત્રો, આપીને દુઃખ દે
ટાળીરે. આરાસુરવાળી૦ ૫

વલ્લભ દાસ થઇ ગુણ ગાયે, માતા પુરણ કૃપાળીરે.
આરાસુરવાળી૦ ૬

## ગરબી ૨ જી.

રાગ. ઉપરનો.

માજીની નીંદા કરતાં રે, પાપી જીવ નથી ડરતાં. ટેક.
જગત જનુની કહે રૂષી મુની, તેનું ભુંડું આચરતાંરે.
પાપી૦ ૧
ભવાઇ કરીને ભાંડજ બોલે, પુર્ણ પાપે પેટ ભરતાંરે.
પાપી૦ ૨
દારૂ પીનારી ઠરાવે માને, કહે છે તે મદ્યપાન
કરતાંરે. પાપી૦ ૩
દૂધ સાકર ઘૃતની જમનારી, ત્યાં લાવી અજા
ધરતાંરે. પાપી૦ ૪
માંસ માટીની ખાનારી ઠરવી, પાડાના પ્રાણ
હરતાંરે. પાપી૦ ૫
કળીયે કુપંથે ચલાવ્યા સહુને, ભોમી માતા થર
થરતાંરે. પાપી૦ ૬
વ્યાસ વદે છે વિચાર કરજો, અવળ પંથે વિચારતાંરે.
પાપી૦ ૭



## ગરબી ૩ જી.

પડવાની પડઘીન-એ રાગ.

આવ્યો આસો માસ, સાંભળ સુજનીરે;
એ નવરાત્રી કહેવાય, રૂડી રૂજનીરે. ૧
પડવે પધારે માત, ગરબા ગાવારે;
શોભાવે સૌ સંસાર, લોકને લાહાવારે. ૨
બીજે બાળારૂપ, મલપે માજીરે;
જેની કાન્તી છે અનુપ, રમવા રાજીરે. ૩
ત્રીજે ત્રીભોવન, દરસણ ચાહાતારે;
દશે દીશા આનંદ, મધુર મુખ માતારે. ૪
ચોથે ચારે ભુજ, ચુડી ચળકરે;
કંઠે હીરાના હાર, લીલમ લળકેરે. ૫
પાંચમે પગ નેપુર, ઝાંઝર ઝમકેરે;
હબચી પર હીરો એક, ચળકી ચમકેરે. ૬
છઠ્ઠે જણકા ભેર, દેતી તાળીરે;
ફરતી કુંદડી ફેર ફેર, બહુચર બાળીરે. ૭
સાતમે છુટા કેશ, સુંદીર શોભેરે,
બ્રહ્મા વિષ્ણુ મહેશ, સનમુખ થોભેરે. ૮

આઠમે હોમ હવન, ભક્ત આદરતારે;
કપુત કરમ ચંડાળ, પશુ વધ કરતારે. ૯
નોમે ધરે નઇવેદ, મીઠાઇ મેવારે;
ગુણ ગાય વલ્લભ વ્યાસ, કરો શુભ શેવારે. ૧૦

---

## ગરબી ૪ થી.

### રાગ ઉપરનો.

રવિએ રૂડી રીત, રમવા આવોરે;
આ પુરણ ધરીને પ્રીત ગરબે ગાવોરે. ૧
સોમે સશી આકાશ, શોભે સુજનીરે;
એ ચાંદનીનો ચળકાટ, રૂડી રજનીરે. ૨
આ મંગળે મંમાય, મલપતી ચાલેરે;
આ ટીલડી છે લેલાટ, છુંટણુ ગાલેરે. ૩
બુધે બહુચર માત, ગરબે ગાતીરે;
ત્યાં આશાપુરી એક, માહા મકલાતીરે. ૪
ગુરૂએ ગરબો ગાય, ઉજવળ અંબારે;
આ જોગણી જોડા જોડ, લાગી રંભારે. ૫

આ શુક્રરે સુર ભેર, ચુંડ મુંડ ચોળ્યારે;
આ તેનો કર્યો મદપાન, રણ રગદોળ્યારે. ૬

શનીએ શ્રષ્ટી શાન્ત, પાડી માજીરે;
આ દાસ વ્યાસને ભગત કીધા રાજીરે. ૭

—:o:—

## ગરબી ૫ મી.

બડો ચતુર પેલો ટોપી વાળો–એ રાગ.

નવરાત્રીના નવ દાહાડામાં, ખેલે શ્રી અંબાજીરે. ટેક.
કરમાં કંકણ પગમાં નેપુર, નાકે વાળી બીરાજીરે. નવ૦ ૧
હુબચી હીરે કેશજ છુટા, કોટમાં કંઠી ગ્રાજીરે. નવ૦ ૨
આરાસુરમાં આપે ખેલે, સંખલપુર બૈચરાજીરે. નવ૦ ૩
પાવા ધડપર કાળી કાળકા, ગાતી કોકીલ અવાજીરે. નવ૦ ૪
વ્યાસ વલ્લભ વારંવાર વિનવે,સદા કરો સ્હાયમાજીરે. ન૦ ૫

—

## ગરબી ૬ ઠી.

રાગ ઉપરનો.

નિર વિકારી ગાઓ ગોવિંદને, વિકાર વાણી ન ગઈએરે. ટેક.
નીર વિકારી સદા ગીરધારી, તેને દોશ કેમ દઇએરે.
નીર૦ ૧

કલ્યાણ કારી કૃષ્ણ મોરારી, જેમાં કુડ નથી કઈએરે.
નીર૦ ૨

સુણો એહેની સુધ બુધ જેની, તે વાત ધરજો
હઇએરે. નીર૦ ૩

કૃષ્ણને માંથે કલંક મુકતાં, પાપને પંથ પળઇએરે.
નીર૦ ૪

વ્યાસ વદે નિરમળ ગુણ ગાતાં, વઈકુન્ઠ વાશી
થઇએરે. નીર૦ ૫



## ગરબી ૭ મી.

### રાગ ઉપરનો.

સાંભળો સુજની કળીની કરણી, ધરણી ધ્રુજવા લાગીરે. ટેક.

કળજુગ આવ્યો કુમતી લાવ્યો, જુજવી થૈ
વરણાગીરે. સાંભળો૦ ૧

કમખા કઢાવી પોલકાં પેહેરાવ્યા, મરજાદ મુકી
આધીરે. સાંભળો૦ ૨

લમણાં ઉપર પાંથી પડાવી, પેહેર્યાં બુટ મોજા
માગીરે. સાંભળો૦ ૩

ચુડી ઝુંડું બંગડી રૂડી, ઘરડાનો ભય ગયો ભાગીરે.
સાંભળો૦ ૪

કલ્લા કામીયો થૈ ન નક્કામીયો, લંઘર ઘુઘરી
વાગીરે. સાંભળો૦ ૫

વ્યાસ વદે વેળા વેળાની છાંયા, જુદી જુદી જુકતી
જાગીરે. સાંભળો૦ ૬

---

## ગરબી ૮ મી.

### માણીગર મેહેલે પધારો. એ રાગ.

આરા સુરનીરે, અંબેમા આરાસુરની;
સનખલ પુરનીરે, બહુચરમા સનખલ પુરની. ટેક.

અંબા આરાસુરમાં, બહુચર સંખલપુર;
સાચા શેવક માતના, તેતો દરસણના આતુર. અંબે૦ ૧

અંબા બહુચર બેનડી, ચોસટ જોગણી સંગ;
નવ રાત્રીમાં નીકળે, રમવા રંગ ઉમંગ. અંબે૦ ૨

ઝાંઝર ઝમકે ચરણમાં, ઉડે અંગ પર ચીર;
તાળી દે તન તોડીને, ગાય ગરબા ગુણ ગંભીર. અંબે૦ ૩

અરચા કુમ કુમની કરી, શોભે સુંદીર લેલાટ;
નેત્રે કાજળ સારીયાં, ફુંદડી ફરે પુરપાટ. અંબે૦ ૪
નખ શીખ સુધી નીરખતાં, નેણાં ત્રસી થાય;
આદય શક્તી તે એજ છે, વ્યાસ વલ્લભ ગુણ ગાય. અંબે.૫

---

## ગરબી ૯ મી.

### રાગ ઉપરનો.

વાઘે સવારીરે, શોભે માની વાઘે સવારી;
જાઉં બલીહારીરે. સોભે માની. ટેક.
ભયંકર વાહન કર્યું, રક્ત લોચની માત;
વિચારતાં એમ ભાસતું, એતો મુળ માયા સાક્ષાત. શો૦ ૧
અમી ભરેલી આંખડી, અવની ઉપર હોય;
સહુ જીવ એનાં બાળકાં, તેતો જાણી શકે જન કોય.
શોભે૦ ૨
નીરખતાં તે નારી છે, પણ આખો નર એજ;
સશી સુર્ય જાંખા પડે, એવું અકળીત એનું તજ.
શોભે૦ ૩
રૂશી મુની જપ જપે, તપે હવનના કુન્ડ;

જવ તલ ઘ્રત હોમાય છે, બકરાં હોમે છે મુંઢ. શોભે૦ ૪
વધ કરે પાડા તણો, પાપ વધે પુરપાટ;
વ્યાસવદે નિરભાગીયો, રૂધીર ગસે લેલાટ. શોભે૦ ૫

---

## ગરબી ૧૦ મી.

**મોહનમારે મ્હેલ તમે શીદ આવોરે. એ રાગ.**

રમે આરાસુરમાં અંબાજીરે;
ખેલે સનખલ પુર બહુચરાજી. રમે૦ ટેક.
પેહેર્યાં ચીર ચણીયાને ચોળીરે, કપાળે કંકુ રંગદોળીરે;
ભાવે ભરપુર ભવાની ભોળી. રમે૦ ૧
નીચાં નમીને દેતાં તાળીરે, ગાય ગીત કટી વંક વાળીરે;
ફુલહાર ગજરા દે માળી. રમે૦ ૨
સાથે ચોસટ દેવિ ચાલેરે, એક એકને તાળી આલેરે;
ભુજે ભુજ લળી લળી ઝાલે. રમે૦ ૩
વાગે ચરણની ઠેસ ઠમકેરે, તેની સાથે ઝાંઝર ઝમકેરે;
વ્યાસ દાસ તણાં ચિત ચમકે. રમે૦ ૪

---

## ગરબી ૧૧ મી.

### પુનમ ચાંદનીનો રાગ.

ગરબે રમવા આવોને અંબા માવડીરે;
રમતાં રમતાં આનંદ ઉભરાય, પ્રેમે પુંજીયે,
માતા તમારી પાવડીરે                    ટેક.

માજી તુજ સંગ શોભીયે, નાહાની નાહાની બાળ;
હૈડાંતો હરખે ઘણાં, શોભે ચાંદલા ભાળ;
આજે નવરાત્રીમાં નવે નવા નવ રંગ છે રે,
વસ્ત્ર વાઘા વિધ વિધના બદલાય.          ગરબે૦ ૧

લાવજો બહુચર બાળીને, વળી કાળીકા માત;
ત્રીજી લાવો તો તળા, ચોથી ચંડી સાક્ષાત,
પાંચમી પદમા માજીને તેડાવજોરે;
છઠી છત્ર ધારી આવે આનંદ ભેર.          ગરબે૦ ૨

સાતમી આવે સરસ્વતી, કરે જીભ્યા પર વાસ;
અધર દેવી આઠમી, પુરે મનની આશ,
નવમી નવદુર ધા આવે મલપતીરે;
વદે વ્યાસ દરસણે ભાગે ભીડ.          ગરબે૦ ૩

# ગરબી ૧૨ મી.

## રાગ ઉપરનો.

સખીયો નીરગુણ ગરબા ગાવો માતનારે,
નીરગુણ ગાવાથી નીરમળ બુદ્ધી થાય. ટેક.

અઘટીત લીલા કૃષ્ણની, ગાવામાં બહુ દોશ;
સાણા સજ્જન સાંભળી, થાય અતી અપસોશ,
જેમાં વિશય વાણી હોયે તે તાગીએરે;
તેવિ તજવાથી રીજે શ્રી રણછોડ. સ૦ ૧

ઉઠે વિકારી વાસના, આવે અતી અજ્ઞાન;
ચૈત્વન કરે ચિતડું, ભુલે ભગ્તી ભાન,
ભગ્તી ભુલવાથી ભાગ્તી થાશે જીવનીરે;
ધરમ કરતામાં કરમ બંધાય. સ૦ ૨

અન તેવો ઓટકાર છે, વાણી શમ વિચાર;
કલંક ન મુકીયે કૃષ્ણને, એ પ્રભુ કરે ઓદ્ધાર,
માત પીતાનું વગોણું કદતાં બીજીએરે;
બીએ નહી કોઈ કપુત ચંડાળ. સ૦ ૩

———:o:———

## ગરબી ૧૩ મી.

### ગોકુળીએ લેઇ ચાલોરે-એ રાગ.

ગરબે રમોને રમાડોરે, બહુચર માત અમરે. ટેક.
લાડ લડાવોને તાળી પડાવો, ગાવોને ગવરાવોરે. બ૦ ૧
અમે તો બાળી તમે દયાળી, સખીયોના કર ર્હાવોરે. બ૦ ૨
સુંદીર શોભો ગરબામાં થોભો, ઝગમગ જોત દરસાવોરે. બ૦ ૩
છો છુટા કેશે બાળક વેશે, અંબાને રંબા બોલાવેરે. બ૦ ૪
શોભશે જોડી કહુ કરજોડી, વ-સુ વસે ત્યાં વસાવોરે. બ૦ ૫

---

## ગરબી ૧૪ મી.

### નંદના નાંનડીયા ઓપેલુ ઘરમારૂ-એ રાગ.

કલ્યાણ કરનારા, કૃષ્ણ કુંવર નંદજીના. ટેક.
ભગતના તારણ દુષ્ટ સંહારણ, વિશ્વનું પેટ ભરનારા. ક૦ ૧
વાંસળી વાળા છેલ છોગાળા, મોર મુગટ ધરનારા. ક૦ ૨
નેંન રઢીઆળાં અમી ભરેલાં, પુતનાના પ્રાણ હરનારા. ક૦ ૩
મુકન મોરારી ગોવર્ધન ધારી, રાધીકાને વરનારા. ક૦ ૪
નીર વિકારી કુબજા તારી, વ્યાસ દાસના ઠરનારા. ક૦ ૫

# ગરબી ૧૫ મી.

## સાંમળીયાવાલા રે વેગળારે-એ રાગ.

નીર વીકારી નંદ લાલોરે, તેતો ભગત જનોનો વાહાલોરે;
તેને માંથે કલંક ન આલો, પ્રભુને નીર્વિકારી ગાજોરે. ટેક.
બાળ વયમાં ગોકુળ વશીયારે, તેને ન કેહેવાય રંગ રસીયારે;
ભોમી ભાર ઉતારીને ખશીયા. પ્રભુ૦ ૧
અગ બગને કંસા સુરરે, તેતો કુબુદ્ધીના કુરરે;
હણ્યા એવા એવા અસુર. પ્રભુ૦ ૨
કૈંક કેહે છે રંગે રમીયારે, કુંજ ગલીમાં ભારે ભમીયારે;
કહે છે ચામ્ર ઉપર બેશી જમીયા. પ્રભુ૦ ૩
કેહે છે મહી માંખણ ચોરી ખાધાંરે, ભોળવી બ્રખુભાનની રાધારે;
એવું બોલવાની લ્યો બાધા. પ્રભુ૦ ૪
રૂડુ ગાશે તો કલ્યાણ થાશેરે, નહી તો લક્ષ ચોરાશીમાં જાશેરે;
હવે વ્યાસજી નીરગુણ ગાશે. પ્રભુ૦ ૫

# સુચના.

## વ્યાજીનાં રચેલાં જ્ઞાનમય પુસ્તકો.

| | | |
|---|---|---|
| ૧. | ભાવાર્થ પ્રકાશ. | ૧—૪—૦ |
| ૨. | શંકા સમાધાન. | ૦—૫—૦ |
| ૩. | ન્યાય વલ્લભ. | ૦—૫—૦ |
| ૪. | વિજ્ઞાન વલ્લભ. | ૦—૮—૦ |
| ૫. | મોક્ષરારગી ભગવદ્ગીતા. | ૦—૧૧—૦ |
| ૬. | વલ્લભ પદ માળા. | ૦—૧૩—૦ |
| ૭. | વચન વલ્લભ. | ૦—૧૩—૦ |
| ૮. | બ્રહ્મવાદ ખંડન. | ૦—૨—૦ |
| ૯. | વય વિચાર. | ૦—૧—૦ |
| ૧૦. | ત્યાગ તારણ. | ૦—૧—૦ |
| ૧૧. | જ્ઞાન ગોષ્ટી. | ૦—૧—૦ |
| ૧૨. | ધર્મ ચાનક. | ૦—૧—૦ |
| ૧૩. | બ્રાહ્મણ શુદ્રનો સંવાદ. | ૦—૨—૦ |
| ૧૪. | શીવલીંગ-શંકા ને તેનું સમાધાન. | ૦—૨—૦ |
| ૧૫. | વાણી વલ્લભ. | ૦—૮—૦ |
| ૧૬. | વલ્લભનિતી બીજી. | ૦—૬—૦ |
| ૧૭. | પ્રણવ પટ. | ૦—૧—૦ |